શ્રી વિશ્વકર્મણે નમઃ

## શ્રી વિશ્વકર્મા પ્રભુનાં બોધદાયક

# ભજનો

ઈશ્વરકૃત ભાગ ૧ લો.

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

—. ડાકોર વિશ્વકર્મા મંદિર તરફથી :


વિશ્વકર્મા બ્રહ્મચારી ઈશ્વરભાઈ ગીરધરભાઈ

વિશ્વકર્મા મંદિર પુસ્તકાલય, ડાકોર.



સં. ૧૯૮૫ પ્રત ૧૦૦૦

ઉમરેઠ બટવાડી પેળના નાકે આવેલા સરસ્વતી પ્રિ. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપ્યું અને વિશ્વકર્મા બ્રહ્મચારી ઈશ્વરભાઈ ગીરધરભાઈએ ડાકોરમાંથી પ્રગટ કર્યું.

ભેટ રૂ. ૦-૨-૦

# અર્પણ પત્રિકા

**રા. રા. ચરોતરના વૈશ્ય સુથારના પંચ સમસ્તની સેવામાં**
**૧૯૮૫ ભાદરવા સુદી ૧૦ વાર શુક્ર**

આપ ભાઇઓએ આ ધર્મ સંસ્થાની લાગણી રાખી ચાતુર માસના ખર્ચ વીગેરેની ખરી કટોકટીની અડચણોમાં જે મદદ કરવા હમારી વીનતી ધ્યાનમાં લઇ ઘર દીઠ ( લાણે ) એક રૂપીઓ આપવા ઠરાવ મોઢેથી કર્યો છે. ને ભાલેજ વીગેરે ગામોથી ઉઘરાણી શરૂ કરી છે. આ ઠરાવ પંચને ગામ બોચાસણ નાત હતી તે વખતે જાહેર કર્યો છે ને તે સર્વે ભાઇઓએ વધુ મતે પસાર મોઢેથી કર્યો છે. જેથી તે સર્વે પંચ ભાઇઓનો આભાર માનવા સાથે શ્રી પ્રભુની સ્તુતીરૂપ આ પુસ્તક તે ભાઇઓની સેવામાં અર્પણ કરૂં છું, તે સર્વે ભાઇઓ સ્વીકારશો એવી આ દાસની શ્રી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. લી. બ્રહ્મચારી, ઇશ્વરભાઇ

## ડાકોર શ્રી વિશ્વકર્મા મંદિર. ધર્મ સંસ્થાના હેતુઓ

૧ શ્રી વિશ્વકર્મા પ્રભુ વિગેરે દેવોનું સ્થાપન છે તથા જાત્રાળુઓને ઉતરવા નીયમ પ્રમાણે સવડ છે. એક વાર જરૂર પધારી ખાત્રી કરશોજી,

૨ (પુસ્તકાલય) હેતુ સીલ્પ વીગેરે ધર્મના પ્રાચીન ગ્રંથોનો શોધ કરી છપાવી પ્રસિદ્ધીમાં મુકી જ્ઞાતિસેવા સાથે દેશને ઉત્તેજન માટે હાલ ચાલુ છે.

૩ આચાર્યની ગોઠવણ વિદ્વાન લાયક મળેથી નીમવા વિચાર છે.

૪ બ્રહ્મચારી, સંન્યાસી, વિગેરે માટે રહેવા સવડ નહી હોવાથી સુતાર જ્ઞાતિમાંથી વટલાઇ જાય છે ને

શાખી વિદ્વાન ઉપદેશ કરવા લાયક યોગ્ય અધિકારી બનાવી જ્ઞાતિને કલાકૌશલ્યનું ભાન કરાવી દેશને મદદરૂપ કરવા વિશેષ માટે લખી પુછી ખુલાસો કરવો.

૫ પાઠશાળાને અંગે હુન્નરશાળા વિદ્યાર્થી આશ્રમ વિગેરે હાલ આવકને અભાવે બંધ છે તે દેશના ગૃહસ્થોની મદદ મળેથી ચાલુ કરવા વિચાર છે.

શ્રી

# પ્રસ્તાવના

આધુનિક કાળમાં ધર્મ વિષયોમાં બ્રાહ્મણ વગેરે દ્વિજ જાતિ વિશ્વકર્મા સંતતિને તેના મુળ સ્વરૂપમાં ઓળખી શકતી નથી. તેનું કારણ તે સંતતિથી પેદા થનાર સુત્રધાર, કારીગરો વગેરે શિલ્પીશ, જ્યોતિષ, વેદ, પુરાણ વગેરેનો અભ્યાસ કરતા નથી માત્ર મજુરી કરી પેટ ભરતા ફરે છે. સંસ્કૃત વિદ્યા તેમજ નિત્યકર્મ તેઓ જાણતા નથી. તાત્પર્ય કે તેઓ સ્વધર્મથી ભ્રષ્ટ થએલા છે. તેના પરિણામેજ હાલમાં તેમને રાજ્યસભા, ધર્મસભા તથા પ્રજાઓ ઓળખી શકતી નથી. દિવસે દિવસે અખિલ જગત સુધારા પર ચાલ્યું જ જાય છે. એટલે કે જમાનો આગળ વધે જાય છે. તેની સાથે સાથે સુત્રધારોએ તથા કારીગરોએ પણ પોતાની ચઢતી તરફ નજર કરવી ઇષ્ટ છે. એમ જણાયાથી વિશ્વકર્મા મુળ ધર્મ પ્રસિદ્ધ કરવા આ લઘુ પ્રયાસ ભજનમાં કર્યો છે. આશા રાખવામાં આવે છે કે, સ્વધર્મ બંધુઓ આ લેખમાંથી હંસની પેઠે સાર ગ્રહણ કરશે. ભુલ સુધારી લેશોજી.

ભાદરવા સુ. ૧૦ } લી. સેવક

બ્રહ્મચારી ઇશ્વરભાઇ ગિરધરભાઇ.

# શ્રી વિશ્વકર્મા પ્રભુનાં બોધદાયક ભજનો

## श्लोक.

कंबा सूत्राबुपात्रं वहति करतले पुस्तकं ज्ञानसूत्रं
हंसारूढं त्रिनेत्रः शुभमुगटशिरोः सर्वतो वृद्धकाया ॥
त्रैलोक्यं एन सृष्टं सकलजु गृहं राजहर्म्यादिहर्म्यां
देवोसौसूत्रधारो जगतखिलहितः पातुवो विश्वकर्मा ॥

**અર્થ**-જેના એક હાથમાં કાબી, (ગજ) બીજા હાથમાં સુત્ર ને ત્રીજા હાથમાં જળનું કમંડળ અને ચોથા હાથમાં પુસ્તક ધારણ કરેલું વળી જેને હંસનું વાહન છે ને જેને ત્રીનેત્ર છે, જેના મસ્તક ઉપર મુકુટ ધારણ કરેલો છે, એટલુંજ નહી પણ સર્વે પ્રકારે જેનું શરીર વૃદ્ધી પામેલું છે, તથા ત્રણ લોક જેણે સરજેલાં છે તેમજ સર્વે પ્રકારનાં દેવઘરો, રાજઘરો અને સર્વ સામાન્ય લોકનાં ઘરો જેણે રચેલાં છે, એવા સર્વ જગતનું હીત કરતા વિશ્વકર્મા જે સુત્રધાર તે તમારૂં રક્ષણ કરો.

## શ્રી સત્ય શોધક ભાગ ૨-૩ સંવત ૧૯૬૮ માં બહાર પડેલી બુકમાંથી

## શ્રી વિશ્વકર્મા પ્રભુની આરતી

જય જય વિશ્વપ્રભુ હર જય જય વિશ્વપ્રભુ;
શેવક શર્ણે રાખો (૨) પ્રભુજી તમને નમું હર જય. ૧
રચના રસીક કીધી. પ્રભુ શિલ્પ સમજાવી, પ્રભુ શિલ્પ સમજાવી
જ્ઞાને ગુણીજન તાર્યા, (૨) દયા દીલમાં લાવી

સ્વર્ગ મૃત્યુ પતાળ પ્રભુ પોતે રચી દીધાં પ્રભુ પોતે રચી દીધાં,
કોટી બ્રહ્માંડના કર્તા (૨) સુખ સઘળાં કીધા. હર જય. ૩

દેવ પુરીઓ કીધી સિંહાસન સાથે પ્રભુ સિંહાસન સાથે,
વાહન બનાવી દીધાં (૨) મહારથીઓ માટે હર જય. ૪

યોદ્ધાઓને માટે આયુધ સૌ કીધાં પ્રભુ આયુધ સૌ કીધાં,
કારીગરોને માટે (૨) હથીઆર રચી દીધાં હર જય. ૫

યજ્ઞ સ્વયંવર રચના પ્રભુ પોતે કીધી પ્રભુ પોતે કીધી,
તમ પુત્રોને માટે (૨) શિલ્પ વિદ્યા કીધી હર જય. ૬

ભજનો કીર્તી આપ પ્રભુ કારજ સૌ સરશે, પ્રભુ કારજ સૌ સરશે
ઇશ્વર પ્રભુને ભજતાં (૨) ગઇ પદવી મળશે હર જય. ૭

## શ્રી સત્યશોધક સંવત ૧૯૬૩ બહાર પડેલો ભાગ

## પહેલામાં લેખ તથા ભજન ૧-૨-૩

## વિશ્વકર્મા કર્તવ્ય.

આ સૃષ્ટિમાં સ્વર્ગ, મૃત્યુ, પાતાળ વિગેરે તમામ સ્થાનો તેમજ ખગમંડળ, ભુમંડળ અને તેમાં રહેનાર પ્રાણી માત્રના દેહ, વનસ્પતિ વિગેરે પદાર્થો અને સામાન્ય રમણિક ચીજો એ સર્વેના બનાવનાર **શ્રી વિશ્વકર્મા પ્રભુ છે.**

ઉપર પ્રમાણે વિશ્વકર્મા કર્તવ્ય છે. વળી વિશ્વકર્મા સંતતી સર્વની પુજ્ય છે, કારણ કે તે સાક્ષાત પરમાત્માના અંશમાંથી પેદા થએલ છે તે વેદશાસ્ત્ર જોવાથી જણાશે પ્રથમના કર્તવ્યમાં તેમને બ્રાહ્મણો, આચાર્યો વગેરેએ પુજ્ય ગણેલા આપણે જોઇએ છીએ. કેટલાક જ્ઞાની માણસો એ પ્રમાણે ગણે છે. જુઓ કે દેશના પુજ્ય ધર્માચાર્યો ને સંત મહાત્માઓ તથા રાજા મહારાજાઓ, વિદ્વાન બ્રાહ્મણો, રાજાઓ ગૃહસ્થોને ગરીબ વીગેરે હીંદુભાઇઓ પોતાના ... સ્થાનકો બાંધતી વખતે ખાત તથા વાસ્તુ

વગેરે મુહુર્તમાં વિશ્વકર્મા સંતતિનું પુજન કરે છે હાલ દેશકાળના પરિબળને લીધે સુતાર લોકો ઘણા ભ્રષ્ટ થઇ ગયા છે. તેમને ઠેકાણે લાવવાને વડોદરાના નામદાર મહારાજા સાહેબને તેઓશ્રીની શીલ્વર જ્યુબેલી વખતે વિનંતિ સંવત ૧૯૬૩ માં કરી છે.

**ભજન** ( રાગ ગીતી )

શોભે છે કેવી શાણી, પિતાજીની વાણી;
પ્રીતેથી કેવી દીધી શિલ્પીસની નીશાની.

**સાખી**-શ્રેષ્ટ કુળે પેદા થઇ, બોળ્યું બાપનું નામ.
શુદ્રથી નીચા બન્યા, કરો નીચનાં કામ,
શિલ્પીશ સૌ સેવો, વદે વેદ વાણી;
છે પુરાણે નિશાની થઇ શોધો સૌ તમે જ્ઞાની, શો. ૧

**સાખી**-શિલ્પ મુક્યું મનથકી, ફરો છો ઠામે ઠામ;
હલકા તમે હાથે થયા ન જાણ્યું વિશ્વકર્મા ધામ
શાન્તિ રાખો શાણી, ભણો વદ વાણી;
કહે જગત વખાણી છે પરિબ્રહ્મની વાણી શો. ૨

**સાખી**-ધર્મ ઘણા પાળો તમે, લેવા વૈકુંઠ રાજ.
(પણ) થયું નથી થાશે નહિ, પિતા વિના તમ કાજ.
ધર્મ શાસ્ત્રની નિશાની પાળો માબાપની વાણી;
મોટા મોટા એવું કહે છે, પિતા ચરણે ધર્મ રહે છે. શો. ૩

**સાખી**-તેથી ઉલટા તમે ચાલીયા, પાળો ફાવતા ધર્મ;
ઘેર ઘેર જઇ ગુરૂ કરો નહિ છુટે કીધેલા કર્મ,
પાળો પાળો નિશાની, વદે ઇશ્વર વાણી:
ધર્મ પિતાનો સંભાળો બુડતા ભાઇઓને તારો. શો. ૪

**ભજન** ( રાગ મારૂ )

ઓ સુથાર ભાઇ, મટી સગાઇ, વિશ્વકર્માની આજ
મરો ખાલી કુટાઇ, કરી ખોટાઇ, ખોઇ પોતાન ...

જે હતું તે તમે તજ્યું, ન જાણ્યું ધર્મ કે કર્મ;
બાપ તણું તમે નામજ બોળ્યું ના આવી જરા શર્મરે–ઓ. ૧
નાત પટલીઆ તમે થયા ને, કીધી મોટાઇ અપાર,
શાસ્ત્ર તણું તમે નામ ન સમજ્યા, ભર્યો ભુંડાઇનો ભારરે–ઓ. ૨
અઢાર જ્ઞાતિમાં ઉંચા ગણાયા, પુંજા તમારી થાય;
વાસ્તુ ખાત મુહુર્ત વખતે, જાત તમારી ઓળખાયરે–ઓ. ૩
બ્રાહ્મણ તેથી અલગ રહ્યા ને બ્રાહ્મણ ખેંચી જાય,
દક્ષણા આપી ચાંલ્લો ચોઢી, તુરત કરે વિદાયરે –ઓ. ૪
આસન તમને આપે નહિ ને, વરણીમાં ગણે ન લગાર,
બ્રાહ્મણ તમને લાત મારીને, કરે ઘણો ધિક્કારરે –ઓ. ૫
ઘર બંધાવે બ્રાહ્મણો તોએ પુંજા તમારી થાય.
તમને બ્રાહ્મણ પુંજે નહિ તો મુહુર્ત નિષ્ફળ થાયરે –ઓ. ૬
એવી તમારી ઉત્તમ જ્ઞાતિ છે, અભણ રહી અથડાત;
બ્રાહ્મણથી તમે હલકા બન્યા ને, મજુરીઆ કહેવાવરે –ઓ. ૭
કહે ઇશ્વર કરજોડીને, માનો તમે મારી વાત,
સૌ ભાઇ મળીને શિલ્પ ભણો, ઓળખાવો તમ તાતરે –ઓ. ૮

**ભજન** (રાગ ક્ષત્રી કલંક)

તમો સુણો વિશ્વકર્માના તંન, તાતને કેમ ભુલી ગયા રે,
રહ્યા પોતાના મનમાં મગંન,
ભુલ્યા ધર્મ કર્મ શાસ્ત્રની વાત, ,,
ખાઓ બ્રાહ્મણને હાથે રહી લાત ,,
જુઓ વિચારી તમારૂં કુળ, ,,
તમો કોણ ને ક્યાં તમારૂં મુળ, ,,
તમે ચ રે સુથારોની ન્યાત, ,,
[illegible] મેવાડા, ગુર્જર, પંચોળીની જાત, ,,

પેદા થઇ ખોળ્યું બાપનું નામ, ,,
ખોળ્યું શિલ્પ ને કરવા લાગ્યા કામ, ,,
પેટ માટે કરો મજુરી અપાર, ,,
તોએ થયા નહિ લખેશ્વરી લગાર, ,,
કરે કાછીયા, મોચી, સુતારી કામ ,,
વળી દરજી, કોળી તમામ, ,,
તેથી હલકી થઇ તમ જાત, ,,
નિર્લજ થઇને ફરો છો ધાટો ધાટ, ,,
સુણો સલાટ, લુહાર સાક્ષાત, ,,
જાણો વિશ્વકર્મા યોનીની તમે વાત ,,
વદે વેદ વાણી વારંવાર, ,,
લખે પુરાણોમાં શિલ્પાધાર, ,,
જેથી જાહેર થાગે તમ જાત, ,,
રચી વિશ્વકર્માએ સૃષ્ટિ સાક્ષાત, ,,
કહે ઇશ્વર વારંવાર, ,,
ભણો શિલ્પને વેદ વિચાર, ,,

**શ્રી સત્ય સોધક ભાગ ૨ બીજો તથા ત્રીજામાં સંવત ૧૯૬૮ બહાર પડેલાં ભજન ૪, ૫, ૬.**

ભજન

જશે આબરૂ જરૂર હવે તારી, મુકયા વિશ્વકર્માને વિસારી,
થઇ મુઢ મતિ ગતિ અતિ તારી, જશે આબરૂ. ટેક.
પડયો જનેતાને ખોટો ભારી, થયો મુરખ ને અવિચારી,
મુકયા જગત પિતાને વિસારી, જશે. (૧)
પ્રભુ અવતાર તેં ન પ્રમાણ્યો, જન્મ ધરીને તમે નવ જાણ્યો,
મુકયું શીલ્પ મુખથી વિસારી

બીજા કોળી તે સુતર કહેવાયા, કાછિયા કુંભાર તે પણ ગવાયા,
સઇ મોચીને જો તું સંભાળી. જશે (૩)
ઇશ્વર વારંવાર એવું કહે છે, હાલ ડકોર ગામમાં રહે છે,
અરજી ઉર લઇ કરો આભારી. જશે. (૪)

## વિશ્વકર્માની સ્તુતી લલિત છંદ

અરર ઓ પિતા ક્યાં તમે ગયા, પુત્ર તમતણા ભ્રષ્ટ તો થયા.
શીલ્પ જ્ઞાનને સદ્ગુરૂ ટાળીયું, વેદોક્ત કર્મનું મુળ વિસારીયું.
બીજાસગા બની ભ્રષ્ટ તો થયા, નિત્ય કર્મથી વિમુખા રહ્યા.
બહાદુર આપનું નામ બોળીયું, નષ્ટ કીધ શું શરીર ચોળીયું.
દુષ્ટતા ભરી ભ્રષ્ટ તો થયા, વચન પિતા તણું વિસરી ગયા.
પિતાજી આ સમે કોપ નિવારશો, બુડેલા પુત્રોને જલદી તારશો.
અમતણી થઇ ભ્રષ્ટમતિ અતિ, અરર ક્યાં જવું નથી હવે ગતિ.
અરર ઉરમાં આપ ધારશો, થયેલાં પાપથી બાપ ઉગારશો.
છો તમે અરે વિશ્વના પતિ, વિશ્વ બનાવીયું છે અકળગતિ.
હસ્ત જોડીને માફ માગીએ, લળી લળી પ્રભુ પાય લાગીએ.
અરજ ઉરમાં આપ ધારશો, ઇશ્વર બાળને પ્રભુ ઉગારશો.

## ભજન. ( જાુની જીવોરે ગોપીચંદની એ રાગ )

શરણે આવ્યો પિતા તમતણે, ઉગારો હો તાતજી;
કુબુદ્ધિ મટાડો માહરી, જાણું વિશ્વની વાતજી. શરણે. ૧
હતોરે પિતા હું આજ સુધી, અલ્પ બુદ્ધિ અજાણજી;
માત તાતને મેં ના ઓળખ્યા, સંનસાર વિષય મોઝારજી, શરણે. ૨
બાળક બુદ્ધિમાં હું આથડયો, કીધું નહિ સત્ય કર્મજી;
વેદ પુરાણથી વિમુખ રહયો, નવ જાણ્યો સત્ય ધર્મજી. શરણે ૩
વિશ્વકર્મા તે કોણ હશે, ક્યાં થયો અવતારજી;
[illegible] કોણ હશે, કેવો તેમનો અધિકારજી. શરણે ૪

અજાણતાથી અથડાય છે, સર્વે જ્ઞાતિના ભ્રાતજી;
મગરૂરીમાં મલકાય છે, નવ જાણ્યા વિશ્વકર્મા તાતજી. શરણે. ૫
એળે ખોયો ને ખોવાય છે, જન્મ મારો હો તાતજી;
બુડતા બાળકને ઉગારશો, સુણી પુત્રની વાતજી. શરણે. ૬
સૌ ભાઇઓ મલી સ્તુતિ કરો, માગો પિતા પાસે માફજી;
એ વિના ઓદ્ધાર નથી આપણો, જુવો વેદ પુરાણની વાતજી. શરણે ૭
કરજોડીને સ્તુતિ કરે, ઇશ્વર વારંવારજી;
સૌ સુત્રધારોનું કલ્યાણ કરો, વિશ્વકર્મા મહારાજજી. શરણે. ૮

**શ્રી સત્ય સોધક ભાગ. ૪ ચોથો ૫ પાંચમો તથા ૬ છઠામાં બહાર પડેલાં ભજન ૭-૮-૯-૧૦**

**ભજન** રાગ દોહરા

પાળ્યું નહિં પિતા વચન, ક્યાંથી થાય સુખ
સમજી શરણે જાવ તમે, તેથી ટળે દુઃખ ૧

ભીલ સમા બની, ભટકો આ સમે
શિલ્પની તો વાત તને સ્વપ્ને ના ગમે ૨

લટકાં ચટકાં કરી આ, જુગમાં રમો
દુરવ્યસન કરી આ દેહને દમો ૩

નાટકો જોઇને પ્યારી પ્યારમાં ભર્યા
જારકર્મ કરી તમો નિશ્ચયે મર્યા ૪

હોટલે જઇને પ્યાલા પ્રેમના ભર્યા
બહાદુરીમાં બીડી લેઇ ખુમારી કર્યા ૫

ઉંચમાં પેદા થઇ, નીચમાં ભળ્યા
પથ્થર જેવા થઇ, જન્મ ખાલીરે ધર્યા ૬

વિશ્વકર્મા વીસાર્યાને વેદ ના ભણ્યા
ઉંધા ઉંધા કામ કરી શુદ્ર રે બન્યા

સુત્રધારોને સુધારવા, ઉદ્યમ કરો
શિલ્પને સંભાળી, કુળ ધર્મ આદરો ૮
ઇશ્વર અરજ આપ ઉરમાં ધરો
વિશ્વકર્મા સંભાળીને, નિત્ય કર્મને કરો ૯

## વિશ્વકર્માની સ્તુતિ.

રાગ કલ્યાણ

શ્રીવિશ્વના પતિ, અમો વંદીએ અતિ;
આપને હું અરજ કરૂં છું, આપો શુદ્ધ મતિ.
શિલ્પ તણા અધિકારી જે છે, પુત્ર તમ ગણાય;
વેસા મેવાડા ગુજ્જર ને વળી, પંચોળી કહેવાય શ્રીવિશ્વ
પુર્ણ પ્રેમથી પુજન કરીએ, ઓચ્છવ તમારો થાય;
તેરસે સૌ તંનજ ગળીઆ, ગુણ તમારા ગાય. શ્રીવિશ્વ
માહ માસનો શુકલ પક્ષ છે, સિદ્ધ કરો સૌ કામ;
ભક્ત ઉપર દયા કરીને, પધારીયા આ ઠામ. શ્રીવિશ્વ
મંડપ રચના પુર્ણ કરાવી, શોભા તમ કહેવાય;
અધિકારી આપે બનાવ્યા, પુજા પ્રેમે થય. શ્રીવિશ્વ
અક્ષત ચંદન પુષ્પ ચડાવી, તેહ વિધિ સહિ થાય;
પ્રેમ થકી અમો પુજન કરીએ, દુઃખને દારીદ્ર જાય. શ્રીવિશ્વ
કાલસર ગામમાં સ્થાપન કીધું ગીરધર ઘર મોઝાર;
સંવત ૧૯૬૯ માં, ભેગા થયા તમ બાળ. શ્રીવિશ્વ
ઇશ્વરને અધિકારી બનાવ્યા, કૃપા કરી અપાર;
વિશ્વપતિ સદા સ્હાયજ કરશો, સુખી રહે તમ બાળ શ્રીવિશ્વ

## ભજન રાગ ધનાસરી

દાસપરે દયા લાવોરે વિશ્વેશ્વરદેવા, દાસપરે દયા લાવો.
[illegible] જોઇ, મન મારૂં રહ્યું છે મોહી;

સેવા આ દુનિયાનો લ્હાવો લ્હાવે રે. વિ.

ભાન વિનાનો હું ગણાઉં, અજ્ઞાની થઇ અતિ અથડાઉં;
શિલ્પ કથા સુણાવો સુણાવોરે વિ.

તમ પુત્રો અતિ અથડાયે, ઘેર ઘેર ગોથાં ખાયે;
તે વાત તમો મનપર લાવો લાવેરે. વિ.

આ સવિ જ્ઞાતનું દુઃખ જોઇ, દિલ મારૂં રહ્યું છે રોઇ,
હદ થઇ છે હવે ના સતાવો સતાવે રે. વિ.

ઇશ્વરની અરજ ઉર ધારો પુત્ર તમતણા ઉગારો;
પિતા તમપર છે દાવો દાવોરે. વિ.

## શ્રી વિશ્વકર્મા પ્રભુનું મંદીર ડાકોરનો હીંમ્ડાગ્ગ ત્રીમાસીક અંક ૩ જો વર્ષ ૧ અંક ૧ વરસ પહેલું સંવત ૧૯૭૧ માં બહાર પડેલાં ભજન ૧૧-૧૨

### વિશ્વકર્માની સ્તુતિ (રાગ કલ્યાણ)

શ્રી...વિશ્વેશ્વરા પ્રભુ ભક્ત ભય હરા,
ડંકપુર નગરમાંહે શોભીતા ખરા. ટેક.

ભક્ત ઉપર કૃપા કરીને પધારીયા આ ઠામ.
મન કામના સિદ્ધજ કરવા કીધો છે મુકામ. શ્રી...વિ૦

ગુર્જર દેશને જ્ઞાતી ગણીગે મનમાં રાખી મે'ર.
દંસોરગઢથી આવી વસીયા કીધી રૂડી પે'ર શ્રી...વિ૦

આળસુને આપે જગાડી કીધી દેવી મે'ર.
રણછોડજીની પાસે વસીઆ થઇ છે લીલા લે'ર શ્રી...વિ૦

બંને સ્વરૂપે જોડે વસીઆ કીધું રૂડું કામ,
બુડેલા પુત્રોને તારવા સ્થાપ્યું ધર્મનું ઠામ, શ્રી...વિ૦

શિલ્પ સન્યાસી સુખે રહેશે મઠ મંદીર કહેવાય,
શાળા સ્થાપી સંકટ હરવા વિદ્યા ધ્યાન ' '

સ્થાપકોને પ્રેરણા કીધી લખણી કરવા જાય,
ચાર જ્ઞાતની મદદ થકી વિશ્વ મંદીર બંધાય. શ્રી...વિ૦
ઇશ્વર અરજી એ છે બાઇ ભજોને વિશ્વરામ,
દયા કરશે એજ દયાળુ મળશે વૈકુંઠ ધામ, શ્રી...વિ૦

સાખી–વિશ્વ પ્રભુ વા'રે ચઢો સાહ્ય કરો કીરતાર, ૧
શ્રદ્ધા આપો સુતને કરે ધર્મ ઉપકાર
રાજ્ય સભામાં બેસતા દેવ મંડળમાં ગણાય, ૨
અભણ રહી હલકા થયા ઘેર ઘેર અથડાય.
મુળ સ્વરૂપમાં આવવા આશા રાખે આજ, ૩
ઇશ્વર અરજ ઉરમાં ધરો (પ્રભુ) સફળ કરો સૌ કાજ.

## શ્રી. વિશ્વકર્મા મંદિરઃ ડાકોરનો હીસાબ વાર્ષિક વર્ષ બીજુઃ અંક બીજામાં સંવત ૧૯૭૨માં બહાર પડેલાં

### ભજનો ૧૩-૧૪

**ભજન** (ગમે વ્રજવાસ છે વાલે–એ રાગ)

ખરીદોને વિશ્વ વસાણું રે સુત્રધારના ચુકશો ટાણું રે–ટેક;
ભેટશો પુરણ વિચારે બાઇનો, છુટશે ક્રોધ ને કામ. (૨)
દુર્મતિ અળગી થાશે અંતરથી-વહાલા હશે જો વિશ્વરામ
નહિ મન મુંઝાઇ રે'વાનું રે; —સુત્રધાર૦ ૧
મચ્છર લોભ ને છળ કપટ વળી, પ્રપંચ પાપનું મૂળ (૨)
રહેવા ન પામે પૂર્ણ વિચારે, સમજશે સગળુ સુર,
ખબર નથી વાશે વ્હાણું રે; —સુત્રધાર૦ ૨
ભક્તિ જ્ઞાન ને વૈરાગ્ય માટે કુરાવો તમે હાથ (૨)
ભાવ હશે તો ભેટ કરાવે, વહાલા જો વિશ્વનાથ
ઓચિન્તનુ આવશે આણું રે; —સુત્રધાર૦ ૩
સત્ય શિખામણ સતસંગની પ્રિતિ કરાવનાર એહ (૨)
... ...માં કરશો વિશ્વરામનો સ્નેહ,

ખરેખર ઝાઝ એ જાણું રે; —સુત્રધાર૦ ૪
ગુમાવો તક પુરશાતન કરવા, કોડી ને સાટે કંચન (૨)
અજ્ઞાન પાટા આંખથી છોડી, નેત્રે કરોને અંજન
ઇશ્વર કહે નથી એ છાનું રે; —સુત્રધાર૦ ૫

ઘોળ

ઇલોરધડથી અલબેલોજી આવીયા
શ્રી ડંકપુરીની માંય-રણછોડરાયજી જ્યાંય-અલબેલોજી આવીયા—૧
સર્વે સખીયો દર્શને નિત્ય જાય
છે સુંદીર મંદિરનો ઘાટ, સુરમ્ય ઠાઠ માઠ —અલબેલોજી૦ ૨
પ્રભુ દિવ્ય સ્વરૂપે પધારીયા,
છે ભકતોના પ્રતિપાળ, શ્રી દીનદયાળ —અલબેલોજી૦ ૩
સુંદીર થાળ ભરી સગ મોતીએ,
સહુ સખીયો વધાવા જાય, આનંદ અતિ થાય—અલબેલોજી૦ ૪
માનુનિ મંગળ ગીત ગાયે ઘણાં,
અતિ આનંદ ઓચ્છવ થાય-વર્ણવી ન શકાય—અલબેલોજી૦ ૫
પ્રભુએ પીળાં પીતામ્બર પહેરીયાં,
માથે મુગટ છે મણિ જડિત્ર-સુચિત્ર વિચિત્ર —અલબેલોજી૦ ૬
કંઠે હિરા સ્ફાટિક મૌકિતક માળા,
પહેર્યો જરકશી જામો તે સાથે-હીરા વીંટીઓ હાથે—અલબેલોજી૦ ૭
પાઘ પાછળ મોતી તોરા લટકતા,
કાને કુંડળ કરે ચળકાર, હીરામણી હાર —અલબેલોજી૦ ૮
સુંદીર સોનાનાં સાંકળાં સોભીતાં,
બાજુ બંધ ને પોચીઓ હાથ, પહેરે દીનોનાથ—અલબેલોજી૦ ૯
પામર પ્રાણી વર્ણન શું કરી શકે,
પુરા પંડિતથી ન કલ્પાય-કવિથી ના કળાય—અલબેલોજી૦ ૧૦
ઇશ્વર અત્યંત ભાવે પ્રભુને ભજે,
અંતે ઉતરવા ભવપાર, સમરી વિશ્વાધાર

# પંચાલ ભાઇઓને વીનતી

પંચાલ ભાઇઓ ( કારીગર ભાઇઓ ) આપ સર્વેને વીનતી સાથે આગ્રહપુર્વક જણાવવાનું કે તમો જુદાપણુ રાખ્યા સિવાય બંધુભાવ રાખી શ્રી વિશ્વકર્મા પ્રભુનાં જ્ઞાનતત્વો જાણી તેમની પ્રતીમાઓનું સ્થાપન કરો ઘેર ઘેરમાં શ્રી. વિશ્વકર્મા પ્રભુના ફોટા રાખો ને પુજા વીધી નૈવેદ ને સંધ્યા વીગેરે નીત્યકર્મ કરો, તેમના રચેલા ગ્રંથો વાંચો વીચારો ને શોધ કરી છાપી છપાવી પ્રસિદ્ધ કરીને નાતમાં લાંણા તરીકે વહેંચો અથવા આવાં વિશ્વકર્મા મંદિરો જ્યાં જ્યાં હોય ત્યાં મદદ કરી પુસ્તકાલય સ્થાપો. દેશના જ્યાં જ્યાં ધર્મ મંદિરો હોય ત્યાં શ્રી વિશ્વકર્મા પ્રભુના ફોટા તમારા ખર્ચે મુકો અને આવા મંદિરમાં ને સાર્વજનીક લાયબ્રેરીઓમાં શ્રી. પ્રભુના રચેલા શીલ્પ વીગેરે ધર્મગ્રંથો તમારા ખર્ચથી મફત પબ્લીક મુકો તો દેશના ભાઇઓ વાંચી સમજી તમને ઓળખતા થશે એટલે યોગ્ય અધિકારી થશો વીગેરે હમારા તરફથી નીકળતી પત્રીકાઓ, ચોપડીઓ વાંચવાથી ખાત્રી થશે ખાલી પંચાલ એટલે લવાર, સુતાર, સલાટ, કંસારા, સોની, એ પાંચે નામ કહેવાં કે લખવાં તે ઠીક છે તો પણ તે કરતા જાગ્રતી માટે શ્રી વિશ્વકર્મા પ્રભુને મુખ્ય પદ આપી જ્ઞાતીને જાગ્રત કરશો એજ શ્રી પ્રભુની આજ્ઞા છે.

લી. બ્રહ્મચારી, ઇશ્વરભાઇ

## ખાસ અગત્યની સુચના

શાસ્ત્રના પ્રમાણથી શ્રી વિશ્વકર્મા પ્રભુઃ પ્રભુનો અવતાર છેઃ શ્રી શીવજીએ સ્તુતી કરી ત્યારે સીવપુરી (કૈલાસ) બાંધી આપ્યો છે શ્રી વિષ્ણુએ સ્તુતિ કરી છે ત્યારે વિષ્ણુપુરી ( વૈકુંઠ ) બાંધી આપ્યો છે. શ્રી બ્રહ્માએ સ્તુતિ કરી ત્યારે બ્રહ્મપુરી બાંધી આપી છે.

૨ હાલ દેશના આચાર્યો તથા સંત મહાત્મા વગેરેનાં ધર્મસ્થાન મંદીરો સીંહાસન વીગેરે એજ રીતે તેમના રચેલા ગ્રંથો આધારે

૩ દેશના રાજા મહારાજાની રાજધાનીઓ રાજગઢેલો રાજ સીહાસનો વીગેરે પણ તેમનાં રચેલાં શાસ્ત્ર પ્રમાણથી જ બાંધેલ છે ને બંધાય છે.

૪. દેશમાં યજ્ઞ વીગેરે ધર્મ કાર્યો કરવાના યજ્ઞ કુંડો, વેદીઓ મંડપો વીગેરે તેમનાજ રચેલા ગ્રંથોથી બાંધેલા છે ને બંધાય છે.

૫ દેશના ગૃહસ્થોનાં ઘર, તેમનાં જોઇતાં સાધનો સીલ્પશાસ્ત્રથીજ રચાએલાં છે ને રચાય છે તેમ ગરીબોને પણ તેજ પ્રમાણે સર્વ સાધનો પુરાં કર્યા છે ને કરી આપવામાં આવે છે.

ઉપરના સીવાય આપ ઝીણવટથી જોશો તો ખેતીનાં સાધન તથા આપણા ધર્મનું રક્ષણ શ્રી વિશ્વકર્મા પ્રભુની રચના ને તેમના બનાવેલા ગ્રંથોથી થયું છે.

દરેક નાના ગામમાં તથા શહેરોમાં શ્રી રામ, કૃષ્ણ વીગેરે વિષ્ણુ મુરતીઓ ને મંદીરો સીવાલયની સ્થાપનાઓ તેમ દેવીનાં મંદીરો વીગેરેની સ્થાપના સીવાય કોઇ ગામ ખાલી નથી તેમ શહેરોમાં કોઇ પોળ ખાલી નથી એટલુ નહી પણ ઘેર ઘેર દેવ દેવીઓનાં મંદીરોની ઘરમાં સ્થાપનાઓ છે તે સર્વે સાધનો શ્રી વિશ્વકર્મા પ્રભુથીજ તેમના રચેલા ગ્રંથોથી છે ને તેથી જ આપણો ધર્મ હજુ જગ જાહેર વ્યાપી રહ્યો છે તે જાણવાના સ્થળો જોવાથી જણાશે વીશેષ હકીકત અમારા તરફથી નીકળતાં પુસ્તકો વાચી ખાત્રી કરવા વિનંતી સાથે ભલામણ છે.

સમજફેરથી થએલી ભુલ. શ્રી વિશ્વકર્મા પ્રભુના રચેલા ગ્રંથો તરફ આચાર્યો, સંતમહાત્માઓ, વિદ્વાનો, તથા રાજા મહારાજાઓ ને ગૃહસ્થોએ ધ્યાન આપ્યું નથી ને છપાવી પ્રસીદ્ધ કરવામાં મદદ કરી નથી તેથી જ દેશની અજાણમાં આ વાત રહી દેશના કારીગરોની કદર થઇ શકતી નથી વીશેસે પ્રભુ કૃપાએ લખાશે હમારી પત્રીકા મંગાવી વાંચવા ભલામણ છે એજ વિનંતી.

લી૦ વિ[illegible]